ૐ

# ધી એક્ષલસીયર ઓપેરા હાઉસ.

ઘીકાંટા માસ્તર થીએટર—અમદાવાદ.

સંસારિક, હાસ્ય, શૃંગાર કરૂણ રસથી ભરપુર
તદન નવોજ કોમેડી નાટક.

# "વિધીનો વાંક"

રચનાર

અંબાલાલ કેવળરામ ભટ્ટ.

—ડાયરેક્ટર:—

શ્રી નારણદાસ મોતીરામ નાયક.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

માલેકો:- ધી એક્ષલસીયર ઓપેરા હાઉસ

આવૃતી પહેલી.

કિંમત રૂ. ૦-૨-૦

રદ ૦ખા... ૧૩૦૬૨

# વેપારીને અમુલ્ય અવસર.

અમારી ગાયનોની બુકમાં તમારી જાહેર ખબર

આપો, તમોને અવશ્ય લાભ થશે.

ભાવ મધ્યમસર છે.

લખો યા મળો "મેનેજર"

## એક્ષલસીયર ઓપેરા હાઉસ.




આ ચોપડી શ્રી કેસરીઆજી પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ વાડીલાલ કેશવલાલે છાપી ઠે. ઘીકાંટા રોડ—અમદાવાદ.

## —બે બોલ—



મહાન કૃપાળુ પરમાત્માની કૃપાથી અને "એક્ષલસીયર ઓપેરા હાઉસ"ના માલેકોની મીઠી નજરથી મારા વિચારોને નાટકના સ્ટેજપર મૂકવાનો મારો જે ઈરાદો હતો, તે આજે **"વિધીનો વાંક"** નામના નાટ્ય પ્રયોગદ્વારા રંગ ભુમિપર રજુ કરવા ભાગ્યશાળી થયો છું. આ મારો પ્રથમ પ્રયાસ છે, એટલે નાનું બાળક ચાલતાં શીખતા પહેલાં ઘણી વખત પડે તેમ મારા લખાણમાં અનેક ત્રુટિઓ હશેજ. પણ તેને ક્ષતવ્ય ગણી પ્રેક્ષકવર્ગ હંસવૃત્તિ ધારણ કરશે એવી આશા છે.

આ મારા નાટ્ય પ્રયોગને જેમ બને તેમ સારા રૂપમાં રજુ કરવા કંપનીના માલેકોએ જર અને જહેમતનો ભોગ આપી મારા જેવા એક ઉછરતા લેખકને આગળ વધારવા જે પ્રેમ ભરી નજર રાખી છે તે માટે તેમનો અને સાથે સાથે કંપનીના ડાયરેક્ટર તેમજ કર્તા નારણદાસભાઈએ પણ જે મહેનત આ નાટકને સ્ટેજ કરવામાં લીધી છે તેમાટે તેમનો પણ અંતઃકરણ પૂર્વક આભારી છું.

અંતમાં આશા રાખું છું કે પ્રેક્ષકવર્ગ મારા આ પ્રયોગને જો વધાવી લેશે તો મારાથી બનતી રંગભૂમિની સેવા બજાવવા યથાશક્તિ પ્રયત્ન કરીશ.

ઘીકાંટા
માસ્તર થીયેટર
અમદાવાદ.
તા. ૨૨-૬-૨૬

લી. હું છું.
પ્રેક્ષક સમાજનો
**અંબાલાલ કેવળરામ ભટ્ટ.**

ॐ

# વિધીનો વાંક.

## નાટકનો પ્રવેશવાર ટુંક હકીકત,

### શ્રી મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો શરદચંદ્રનું મકાન.**

એક મધ્યમ સ્થિતિના ભણેલા શીખેલા યુવક શરદચંદ્રની પત્નિ સુધાકુમારી પોતાના પતિની ચિંતામાં, ત્યાં નોકરી માટે ફાંફાં મારી કંટાળેલા મગજે દુનીયાને દિવાની ગણતો શરદચંદ્ર આવી પહોંચે છે, અને કંટાળેલા મગજને શાંતિ આપવા પોતાની પત્નિ સાથે સીનેમા જોવા જવાનું નક્કી કરીને જાય છે, બાદ સુધાકુમારી ભારતની અર્વાચીન સ્થિતિ માટે, અને સ્વતંત્ર મટી પરતંત્ર બનાવનાર નોકરી માટે અંતરોદગાર કાઢે છે.

**પ્રવેશ ૨ જો રસ્તો.**

હમણાંજ ગ્રેજ્યુએટમાં પાસ થયેલા શિરીષચંદ્રનું પરિક્ષામાં પાસ થવાની ખુશાલીમાં વકીલ બનવાના વિચારો દર્શાવતા આવવું. તેના ફ્રેન્ડ નવનીતરાયનું મુબારકબાદી આપવા આવવું, અને કજીયા દલાલો બનવાની સલાહ આપે છે પરંતુ શિરીષચંદ્રની નીતિ પંથે સંચરવાની ઇચ્છાઓ પ્રદર્શીત થતી જોઇ આખરે ખુશાલીમાં સીનેમાની મોજ કરવા માટે જવાનું નક્કી કરે છે.

## પ્રવેશ ૩ જો સીનેમાની ટીકીટ ઑફીસ.

જુદી જુદી કોમના માણુસોનું ટીકીટ લેવા આવવું, દારૂડીયાની થતી કમબખ્તી, પોતાના દોસ્ત નવનીતરાયના નહી આવવાથી એકલા શિરીષચંદ્રનું, અને ત્યારબાદ શરદચંદ્ર તથા સુધાનું સીનેમાં જોવા આવવું.

## પ્રવેશ ૪ થો સીનેમાગૃહ.

સીનેમામાં જગા નહિ દેખાવાથી શિરીષચંદ્ર પોતાના મિત્ર માટે રોકેલી સીટપર શરદ તથા સુધાનું બેસવું. શરદે પોતાની પત્નિને બેસવાનું કહી શિરીષને ધ્યાન રાખવાની ભલામણ કરી સીગ.ર લેવા લેવા માટે બહાર જવું, સીનેમા ખલાસ થતાં સુધી શરદચંદ્રના નહિ આવવાથી સુધાની ચિંતા ભરેલી સ્થિતિ, શિરિષે તેને ધીરજ આપવી પરંતુ પહેલવહેલાંજ મુંબઇમાં આવેલી હોવાથી સુધા પોતાના ઘરની બરોબર માહિતી નહિ આપી શકવાથી શરદચંદ્રની તપાસમાં શિરીષ સાથે સુધાનું જવું.

## પ્રવેશ ૫ મો સીનેમા પાસેનો રસ્તો.

અંધારા રસ્તાનો લાભ લઇને એક ગરબડદાસ નામના વણીકનું પૈસા માટે પઠાણુ ખુન કરી શરદને આવતો જોઈ પાઈીટ કાઢીને નાસી જાય છે. અને ત્યાં સીનેમાના સ્ટોલો બંધ થઈ જવાથી સીગારેટ લેવા માટે શરદચંદ્રનું સડક ઉપર આવવું, અને આગળ વધતાં મડદાની ઠોકર વાગવી, વાંકા વળીને મડદાને જોવું, ત્યાં વાણીયાની મરતી વખતની બુમોથી દોડી આવેલા પોલીસોએ જોવું,

"વિધીના વાંક"થી ફસાઇ પડતો નિર્દોષ શરદચંદ્ર.

**પ્રવેશ ૬ ઠો ચોપાટી**

પતિની ચિંતામાં શરદચંદ્ર સાથે સુધાનું ચોપાટીપર આવવું, ચોપાટીપર ફરતા ચુરણવાળાની થતી ફજેતી, હોસ્ટેલમાં કે ફરેન્ડના ત્યાં સુધાને લઇ જવાય નહિ, એથી શિરીષચંદ્રની ગભરામણ, આખરે હોટેલમાં જવાનો કરેલો નિશ્ચય, સામેથી શિરીષના બાળસ્નેહી પ્રમોદરાય વકીલ અને તેની પત્નિ અલકની, ફરીને પાછાં જતાં થયેલી અચાનક મુલાકાત; શિરીષની સાથે સ્ત્રીને જોઇ અલકે ભાભી સમજી વાતચીત કરવી, અલકને બીજાની સ્ત્રીને પોતાની સ્ત્રી બનાવતી જોઇ શિરીષની થયેલી દયાજનક સ્થિતિ, આગ્રહ પુર્વક પ્રમોદરાય તથા અલકે પોતાના ઘેર મેમાની કરવા તેડી જવા, "વિધીના વાંક" થી થયેલો વિચિત્ર હાસ્યજનક ચિતાર.

**પ્રવેશ ૭ મો પ્રમોદરાયના મકાનનો એક ભાગ.**

ગુમ થયેલા પતિની ચિંતામાં સતિ સુધા, અલકનું આવી પહોંચી ભાભીની (શિરીષની પત્નિ છે એમ સમજી) મશ્કરીઓ કરવી

**પ્રવેશ ૮ મો પોલીસ સ્ટેશન.**

શરદરાયને ખુની તરીકે પકડીને પોલીસનું આવવું. પોતાની નિર્દોષતાના પુરાવારૂપ સીનેમાની ટીકીટોનાં અરધીયાં બતાવે છે અને પોલીસ અમલદાર તેને શકનો લાભ આપી છોડી દે છે, જતા જતાં શરદચંદ્ર સીનેમામાંથી ગુમ થયેલી પોતાની પત્નિની શોધ કરવાનું કહી, પોતે "વિધીના વાંક"થી ફસાયો હોવાથી કિસ્મતને દોષ આપતો પોતાની પત્નિની શોધની ચિંતા કરતો જાય છે.

**પ્રવેશ ૯ મો રાજમાર્ગ.**

પોતાના ·કિસ્મતને ધીટકારતો શરદચંદ્ર પોતાના મિત્ર પ્રમોદરાયની થતી ઓચિંતી મુલાકાત, કલબમાં પોતાના મિત્ર શિરિશચંદ્રના લગ્નની ખુશાલી માટે ખાસ કલબમા નાચ પાર્ટીના જલસાના ઠરાવેલા દિવસે શરદચંદ્રને આવવાનું સ્નેહભર્યું આમંત્રણ શરદચંદ્ર "**વિધીના વાંક**"થી પડેલા દુ:ખોની વીતક વાત કહી કલબમા આવવાનું આપેલું પ્રોમીસ, પ્રમોદરાયે શરદને તેની પત્નિની શોધ કરવાની આપેલી ધીરજ.

**પ્રવેશ ૧૦ મો જંગલ.**

ખુનીની તપાસ માટે નીકળેલા, મુસાફરીથી કંટાળી ગયેલા, પોલીસોનું આવી, વિશ્રાંતિ લેવા બેસવું, ત્યાં વાણીયાના ખીસ્સામાંથી પાકીટ કાઢી લઇ પકડાઇ જવાની બીકથી નાસેલા પઠાણ તથા મુસલમાનનું આવવું. પાકીટ ખોલીને પૈસા ગણતાં "**વિધીના વાંક**" થી ફકત "પંદર પૈસા" નીકળવાથી પઠાણના મનપર થયેલી સજ્જડ અસર, અને આ પાપકર્મને છોડી દેવાનો વિચાર, મુસલમાનનું સમજાવવું, ત્યાં પોલીસોએ આવી ઓચિંતો હલ્લો કરી મુસલમાનને પકડવો, પઠાણને પકડવા જતાં પોતાના પાપ કર્મનો પસ્તાવો કરતા પઠાણે કીધેલો આપઘાત.

**પ્રવેશ ૧૧ મો ભવ્ય કલબમાં ગાર્ડન પાર્ટી.**

જુદી જુદી કોમોના આમંત્રીત દંપતીઓનું આવવું, પ્રમુખ પદ માટે શિરીષચંદ્રે માનેલો આભાર એક બીજાની ઓળખાણ,

સ્ત્રીઓનું ફરવા જવું, લોકલ લેઈટ થવાથી શરદનું મોડાં આવવું, પ્રમોદની મુલાકાત, એકબીજાની ઓળખાણ, શિરીષચંદ્ર સાથે મુલાકાત કરાવતાં શરદચંદ્રને આવેલો વહેમ, કપુરચંદને ત્યાં શરદચંદ્રને માસીક રૂ. ૧૫૦) ના પગારથી મળેલી નોકરી, ફરીને આવતી સ્ત્રીઓને જોઇ પ્રમોદરાયે શિરીષચંદ્રની પત્નિ તરીકે સુધાકુમારીને ઓળખાવવી, પોતાની પત્નિને જોતાંજ થયેલો ટબ્લો–રંગમાં ભંગ–શિરીષચંદ્રની કફોડી સ્થિતિ, થયેલા ગોટાળાનો ખુલાસો, પ્રેમીજનોની સ્નેહભરી મુલાકાત, આખરે "વિધીના વાંક"થી આફતના ચક્કરમાં ફસાયેલા સ્નેહીજનોની ખુશાલી.

આનંદ. આનંદ. આનંદ.



# વિધીનો વાંક.

## નાટકનાં મુખ્ય પાત્રો.



શરદચંદ્ર—મધ્યમ સ્થિતિનો સુધાનો પતિ નોકરીનો ઉમેદવાર

શિરીષચંદ્ર—પાશ થયેલો ગ્રેજ્યુએટ, ભોળો વિદ્યાર્થી.

નવનીતરાય—શિરીષચંદ્રનો મિત્ર.

પ્રમોદરાય—શરદચંદ્રનો બાળસ્નેહી મિત્ર વકીલ.

પોલીસ અમલદાર, પોલીસો; પઠાણ, મુસલમાન, ચુરણવાળો, પારસી, ભાટીયા, સટોરીયા, વિગેરે વિગેરે.

## સ્ત્રી પાત્રો.

---

સુધાકુમારી—શરદચંદ્રની પત્નિ એક શરમાળ સ્ત્રી.

અલક...પ્રમોદરાયની સ્ત્રી.

પારસણ, ભાટીયણ, કંપનીઓ વિગેરે વિગેરે.

॥ ॐ ॥

॥ श्री ततसने परमात्मने नमः ॥

# " વિધીનો વાંક "

## નાટકનાં ગાયનો.

### મંગળાચરણ.

બાળાઓ- સ્તુતિ.

શ્રી હરિ ॐ તારો છે જગને આધાર.
વંદન કરીએ સ્વામી, સૌનો ભયવામી.
જળમાં, સ્થળમાં ઘટઘટ વ્યાપી,
નિરંજન નિરાકાર.......શ્રી હરિ
પાપ તણા સંતાપને, કાપી મંગળ કરજે કામ,
તું યશદાતા નાથ છે, મંગળ મૂર્તિ નામ.
તારૂં શરણ, કષ્ટ હરણ, શાન્તિકરણ કર ઉદ્ધાર-શ્રીહરિ.

સુધા— ગાયન ૧ લું.

ના....આવ્યા, પ્યારા પ્રાણાધાર,
આતુર આંખડી, નીરખે વાટડી,
હૃદયની આ કળી, બળી મુરઝાઇ થાયે ક્ષાર...ના.
લાગે મકાન આ, સુનું શ્મશાન આ,
હૈયામાં ધ્યાન આ, વ્હાલાનું આવે વાર, વાર,—ના.

સુધા... ગાયન ૨ જું.

પરાધીન નોકરી સરજી, ભણ્યા તે નોકરી માટે,
થઇ પરતંત્ર સ્વજાતે, બધુ એ નોકરી માટે;
સગાં વ્હાલાં જનો ત્યાગી, પ્રિયાના પ્રેમને તોડી,
જવું સ્વદેશને છોડી, બધું એ નોકરી માટે;
ગયાં સો હુન્નરો લક્ષ્મી, અને વૈભવ ગયા ચાલી,
નસીબે નોકરી આવી, બધું એ નોકરી માટે.

શિરીષચંદ્ર- ગાયન ૩ જું.

ઓહ ! પાસ્ડ એમ આઇ, એમ ગ્રેજ્યુએટ હાઇ,
નાઉ એમ આઇ, વેરીમચ ગ્લેડ ઓહ જોય,
ગુડલક, ગુડલક, એ શાઈનીંગ સ્ટાર,
રીનાઉન વીલબી માય નેઈમ—અહાહાહા
નો પ્રીયર ફોર મનીમેટર,
વીલ સ્ટોર બી આઇ ગુડ પ્લીડર,
ટ્રાય ટુબી એ નેશન લીડર,
મેઈક ઓર નેઇમ શાઇન—અહાહાહા.
મેઇક ફેમસ ઇન ધી વર્લ્ડ યોર નેઇમ,
બાય ધી એજ્યુકેશન હાઇ--અહાહાહા.

ગાયન ૪ થું.

નવનીતરાય- -કોરસ-

બનો બેરીસ્ટરને પ્લીડર, તેમાં મઝા મનાય,
તેમાં છે પૈસાનો રસ્તો, ને સૌ જન તેને ચ્હાય,
લોક આવે દોડી, પૈસાની લઈને થેલી,
વકીલના ઘરમાં થાયે, પૈસાની પુરી બહાર-બનો.

સુધા— ગાયન ૫ મું.

હવે કયાં શોધું, જીવન મ્હારા,
તલપે દુઃખયારી આ દારા...કયાં
ચિત નવ ઠરતું, મન થરથરતું,
એ સર્વ શુકન, નવ કંઇ સારા—કયાં.
પાપ અરેરે પુર્વ જન્મનું, આ ભવ આવી ફળ્યું આ,
સુખ સંસાર સુધા ધારામાં, વિષ વિયોગનું ભળ્યું આ.

ચુરણવાળો- ગાયન ૬ ઠું.

મય દેહલીસે હું આયા, અચ્છી અચ્છી ચુરણ લાયા,
જીસ્ને એક જરાસી ખાયા, ઉસને બેહદ લજજત પાયા.

છેકારો ૧ લો-

જીસને ચુરણ તેરી ખાયા, ઉસને લજજત કુછ ન પાયા
બલ્કે ખાકર કે પસ્તાયા, એ તું કયસી ચુરણ લાયા,

ચુરણુવાળો-

ચુરણુ મેરા જાલી નુસ, જીસકો ખાવે તરકી રૂસ,

ચહેરા રોશન હો ફાનુસ, જાવે બીમારીકા જુસ.

છોકરો ૨ જો—

દેખો ચુરણુવાળા હય મનહુસ, ઇસકા ભાઈ હય કંજુસ,

બાવા બીલકુલ મખ્ખીચુસ, ડાલા ચુરનમેં હય ઘુસ.

ચુરણુવાળો—

જાજા યહાંસે ઓ કંગાલ, જા કર કાલે તીતરપાલ.

બાવા બેચે આટા દાલ, ભાઇ મુરગીકા દલાલ.

છોકરો ૩ જો—

દેખો ચુરનકા બેપારી, ઇસકો લકવેકી બીમારી.

બાવા દેહલીકા પનસારી, અમ્મા મીરઠકી ભઠીયારી.

ચુરણુવાળો—

જો કોઇ ચુરણુ મેરી ખાવે, ઉસકી બીમારી સબ જાવે

મીસલે રૂસ્તમ વો કહેલાવે, કુસ્તી દેવોંકો લડાવે.

છોકરો ૪ થો—

જો કોઇ ચુરણુ તેરી ખાવે, ઉસકો બદહજમી હોજાવે,

ગરદન ઉસકી મ્હોત દબાવે, સીધા સોનાપુરમેં જાવે.

ચુરણુવાળો--

ફીરકર આયા હિંદુસ્તાન, મેરી દેહલીમેં દુકાન

છોકરો ૫ મો—

બચ્ચા તું તો હય નાદાન, મંય હું તેરા બાપાજાન.

ગાયન ૭ મું.

અલક—ઓ મારી મોહનની માનીતી ચાલ વ્હેલી વ્હેલી

મોંઘેરી મારી મહેમાનરે સાહેલી ઘેલી

આતુર આ કંથ જોતા વાટડી, જો કરવા કેલી.

સુધા—શાને બનાવો બોલમાં બાળાને ઘેલી,

મનમાં ભાવે. મુડી હલાવે

અલક—ઉપરનું શું માન બતાવે—ઓ.

સુધા—

સારી શીખ્યા છો શાણી રીતરે મેમાનીની

ઉપરથી દાખવો છો પ્રીતરે, આ મેમાનીની.

સુધા ઉં હું હું રહેવાદોને,

અલક—રહેવાદો, રહેવાદોને—ઓ મારી.

નાયકાઓ— ગાયન ૮ મું.

સાંવલ બાંકે નજર મોરી આ ગયો,

નજર મોરી આ ગયો, (૨)......સાંવલ.

ના કછુ કહે ગયો, ન કછુ સુન ગયો,

મોરી બાલી ઉમરીયાંમેં, રોગ લગાય ગયો—સાંવલ.
કયા ખબરથી કે કોઇ, તીર અહા હોતા હય,
દેખ લેનાભી હસીનોંકા, બલા હોતા હય,
મીઠા મીઠાસા જરા, જરા દર્દ યહાં હોતા હય,
કીસે પુછું મેરે દીલમેં, યહ કયા હોતા હય...ન કછુ

शांति ! शांति !! शांति !!!

સમાપ્ત.



## અમારા સોલ કોપી રાઈટના ત્રણ અંકી નાટકો

૧. વીર હમીર યાને રણથંભોરનો ઘેરો.
૨. અમન ચમન.
૩. રાણી ચંદા યાને પંજાબ પતન.
૪. ગુજરાતની ગર્જના
૫. સમ્રાટ ચંદ્રગુપ્ત.
૬. નવજીવન.
૭. પ્રજાજીવન.
૮. સુધન્વા.
૯ બભ્રુવાહન.
૧૦. પાંડવ ગુપ્ત નિવાસ.
૧૧. રતિ સુંદરી.
૧૨. લવ-કુશ.
૧૩. ગુણશીલ.
૧૪. ભકતબાળા.
૧૫ ગંગા શાપ (હિંદી)
૧૬. રકત પાન. ( „ )
૧૭. જોહરે શમશીર (ઉર્દુ)

## —અમારા ટુંકા નાટકો—

૧. " કોની ભુલ ? "
૨. " એ કોણ ? "
૩. "કોણ સરસ ? "
૪. " વિધિનો વાંક "